ओम् परमात्मनेनम

# જડેશ્વરનું વર્ણન.

(વાર્તારૂપે)



કર્તા
કાલીદાસ વિ મોતીરામ દ્વિવેદી,
વાકાનેર નિવાસી
માજી માલિક વર્તમાનતત્વદર્શક

જડીયો વગે, જગલમાં ઘોડાંનો દાતાર,
તુઠયો રાવળ જામને, હાકી દીધો હાલાર.

(ભાટ)



મુંબઈ

"વર્તમાનતત્વદર્શક" પ્રિન્ટિંગ પ્રેસમા છાપ્યુ

સવત ૧૯૫૧ ઇસવી સન ૧૮૯૫

કિંમત એક આનો

## " आर्यहितोपदेश " तथा " मोक्ष पाठ " ना पुस्तक विषे अभिप्रायो

Bombay 5 th July 1895

Mr Kalidas Motiram Dwivedi Wankanerkar has compiled a work entitled the Arrya Hitopadesh A copy thereof was sent to me for my opinion I have thoroughly glanced over the same small pamphlet and find that it would be very instructive and useful to the people of Gujarath and Kathiawad or the Gujarati speaking nation This shows the ability of the compiler as a Gujarati poet, from the poems composed by him in praise of The Almighty I think that no gujarati family should be without it I am of Opinion therefore that the Author of this small brochure should be encouraged by the public by giving him their liberal patronage and support

BAJIRAVA TATYA RAVAJI RANJIT VARMA

Compiler of the Polyglot Dictionary Certificated translator H I M HighCourt and Authorized translator Mahi Kantha Political agency and Palanpore Political Superintendency

( ઉપરના અભિપ્રાયનો સાર ) મુંબઈ તા ૫-૭-૯૫

મી કાળિદાસ મોતિરામ દ્વિવેદી વાકાનેરકર એમણે બનાવેલી ' આર્યહિતોપદેશ' નામની એક ચોપડી મને અભિપ્રાય માટે મોકલેલ જે મેં સારી રીતે વાચી જોતાં ગુજરાતના અને કાઠીયાવાડના લોકો અથવા ગુજરાતી બોલનારી પ્રજાને આ પુસ્તક ઘણું ઉપયોગી અને અસરકારક છે આ પુસ્તકમાંની કવિતા વાચી જોતાં ગ્રંથકરતાની કવિત્વ શક્તિ સારી જણાય છે કોઈપણ કુટુંબ આ પુસ્તક વગરનું ન હોવું જોઈએ એવો મારો મત છે, વગેરે

**बाजीराव तात्या रावजी रणजित वर्मा**

પોલીગલાટ ડીક્ષનેરીના કરતા તથા મુંબઈ હાયકોર્ટ, મહીકાંઠા, પોલીટીકલ એજન્સી અને પાલણપુર પોલીટીકલ સુ ના સનદી ટ્રાંસલેટર

ओम् परमात्मनेनम

# जडेश्वरनुं वर्णन.

( વાર્તા રૂપે )

કર્તા

कालिदास त्रि मोतिराम द्विवेदि,
वाकानेर-निवासी
માજી માલિક વર્તમાનતત્વદર્શક પત્ર

જડીયો વસે, જગલમા ધોડાનો દાતાર,
તુઠયો રાવળ જામને, હાકી દીવો હાલાર.
( ભાટ )



મુંબઈ

"વર્તમાનતત્વદર્શક" પ્રિન્ટિંગ પ્રેસમા છાપ્યુ

સંવત ૧૯૫૧ ઇસવી સન ૧૮૯૫

કિંમત એક આનો

श्री

# जडेश्वर.

### માલિની.

ગગન નમન કર્તા પાપને આપ બાળે
દશ શત કિરણો'ને, તારકામાંજ ચાલે,
શશિ પણ વિધિ યોગે, રાહુનાથી ગળાયો,
લખિતથી બચી જાવા, છેનહિ કોઇ ડાહ્યો.

(हितोपदेश)

### આતે શુ કહેવાય !

મુબઈ ઈલાકાના એક ખુણામા પણ સોરાષ્ટ્રભૂમીમા સુશોભિત નૂતન રમણીય ઇમારતોના સુધારાથી આગલ પડેલુ વાકાનેર આજકાલ સારી પ્રસિદ્ધિમા આવેલુ છે વાકાનેર તાબાનુ ગામ અરણીટીંબા જે હાલ હયાતીમા છે તેમા દતકથાપરથી માલુમ પડેછે કે, કોઈ સોની રહેતો હતો સોનીને ત્યા એક રૂષ્ટપુષ્ટ અને દેદીપ્યમાન ગાય હતી જેનાપર સોનીનો ભક્તિ ભાવ હોય એ સ્વાભાવિક છે, પરતુ આ ગાય પર તો ગામની સમગ્ર પ્રજાની માયાળુ લાગણી હતી ગાયના દર્શનમાટે પ્રભાતે અને સાય-કાળે નગરનિવાસીઓનો સારો જમાવ થતો હતો તે વખતે જો-નારને દરેક કોમની ગાય પર કેવી ભક્તિ છે તેનો સહેજમા ખ્યાલ થતો તેનીસાથે ભક્તિના પવિત્ર જુસ્સાને ઉશ્કેરતો હતો રીતી છેકે ન્હાના ગામડાઓમા રાનની અદર સહવારથી સાજસુધી પશુઓ ચારો ચરવા જાયછે જ્યારે ગાય ચારો ચરવા જાય ત્યારે અને સાજરે ચારો ચરી આવ્યા પછી મજકુર સોનીને ઘે-થી દુધ દોહી લેવામા આવતુ એક દિવસ સહવારે ગાય ચરવા ગઇ

ત્યારે દુધ નિયમિત મુજબ મળ્યુ પરંતુ સાંજરે, બીલકુલ મળ્યું નહીં તે દિવસ તો કાંઈ સબબ હશે એમ સમજી સોનીએ લક્ષ આપ્યુ નહી પણ જ્યારે ઉપરાઉપરી એવીજ રીતે પાંચ દહાડાસુધી થયા કરયુ એટલે તે ચિંતાતુર થયો પુરવાસીઓ પણ એ બાબતની ખબર પડવાથી પુછપરછ કરવા લાગ્યા કારણ તેઓ વખતે દુધ ઉપયોગમા લેતા અને આ ગાયનુ દુધ કિંચિત્ પણ પ્રસાદ તરીકે મલતુ તો અમોલ સમજતા સર્વે મળી કહેવા લાગ્યા કે, “આતે શુ કહેવાય !” લોક સમુદાય માંનો એ પુરૂષ બોલ્યોકે, ચારનાર ભરવાડ હોઈ લેતો હશે માટે તેને પુછપરછ કરવી, એ પરથી ભરવાડને પુછપરછ કરી તથાપિ તે બિચારો નિરદોષ તેણે કહ્યુ કે મને કાંઈ ખબર નથી લોકોએ ભરવાડને સુચના કરીકે, તારે બરાબર ધ્યાન રાખવુકે દુધ ક્યાં જાયછે? ભરવાડે એપરથી બીજે દહાડે, પહાડોની આજુ બાજુએ ઝાડોની ઘટા આવી રહેલી હતી, નદીતો નહી પણ વર્ષાઋતુ હોવાથી પાણીના ધોધ પર્વત માંથી ચાલ્યા જતાહતા, પવનને સપાટે તેઝાનાના ઝાડતો નહી પણ જંગલી ઝાડોના પુષ્પો જમીનપર પડતા હતા, શિકારી ઓતો નહી પણ ભરવાડો પશુઓને ચારતા અને અરસપરસ—

**वाला वियोगी थांस, अहीआं शीये अवगणे आवीयो,**
**पण मणने मारीज भोमना, तने सदेशो कई सोनने '**

( हलामण जेठवो )

એવા દુહા બોલી કલ્લોલ કરી એક નીલા અરણ્યમા સુખમાની આમ તેમ ભમતા, બીડમા તો નહીં પણ તેની નજીક મેદા ચરતા શિકારીઓથી નહી પણ મેદાના ચારનાર ભરવાડોથી ડરી શિકારના પશુઓ (હરણ વગેરે) મેદાનમા ફાળો મારતા હતા ન્હાના બચ્ચાઓ આમ તેમ કુદતા હતા અને ભરવાડો પોત પોતાના દોસ્તો સાથે રોટલા તથા દુધ ખાખરાના વૃક્ષ નિચે બેસી ખાઈને ગામમા જવા તૈયારી કરતા હતા જોકે તે વખત સાંજના પાંચક વાગ્યાનો સુમાર હતો તોપણ વરસાદ અરધા કલાક પહેલા

આવી ગયેલ જેથી આકાશમા વાદળાથી સુર્યનાગમણુ અસ્ત થયા હોય એમ જણાતુ, તથાપિ બીજા કાઇ નિશા પડવાના ચિન્હો જણાતા નહોતા સર્વેએ રોટલા ખાઈ લીધાકે તુરત પેલા અરણીટીંબાના ભરવાડને યાદ આવ્યુ કે, મારે આજે જોવાનુ છે, એમ વિચારી સોનીની ગાયપાસે ગયોકે તુરત ચાર પાચ દિવસ થયા જ્યા દુધ નાખતી હતી ત્યા એકદમ દુધની ધારા ચલાવી દુધ જમીનપર નાખ્યુ આનુ દૈવીકૃત્ય જોઇ ભરવાડ વિસ્મય થયો અને ત્વરાથી પોતાના ઢોરો લઈ બીજા દોસ્તોથી જુદો પડી અરણીટીંબામા આવ્યો ગામમા આવી સોનીની ગાય સાથે જઈ સોનીને તથા બીજા લોકોને બોલાવી કહ્યુંકે, આજમે આશ્ચર્ય દેખેલ છે તે એજ કે, આ ગાયે ( આગળીથી બતાવીને ) સાજરે જ્યા હુ તથા બીજા ભરવાડો જે ડુગરપર ઢોરો ચારીએછીએ તે પર્વતપર એક ખાડામા દુધ સ્વત ઠલવી નાખેલ છે અર્થાત દુધ એની મેળે પડે છે જોકે ગાય દોવા આપતી નથી જેથી સોની મારાપર શકિત હશે પણ આજથી તેણે શકા દુર કરવી જોઈએ, ગાયને કોઇની નજર લાગેલ હશે યાતો કાઈ કામણ ટુમણ કોઇએ કરેલ હશે. સાભળનારાઓમા કોઈ સાપ્રત સમયના પાશ્ચાત્ય ભૂમિના વિચારવાળા નહીં જેથી ગાયને કઇ વ્યાધી હશે એમ તર્ક થયો નહીં, પણ તેમાથી એક વૃદ્ધ સ્ત્રી બોલીકે, ગાયને નજર લાગી હશે માટે દોરો કરાવો. ગામડુ ગામ જેથી કોઈપણ બાબતમા વૃદ્ધ માણસ કહેતે વચન માનનીય ગણાતુ મનુષ્ય સમૂહ માના સ્ત્રી પુરૂષો અને બાળકોએ પણ વૃદ્ધ ડોશીનુ બોલવુ સાચુ માન્યુ કોઈ પેટભરાએ દોરા ધાગાકરી આપ્યા, ભાવીક ભુદેવો એ ગ્રહ શાન્તિ કરાવી, ભુવાઓને ધુણાવ્યા, ખોડીયાર સીકોતરે અને મેલડીના નૈવેદ્ય મુકાવ્યા પણ કઇ ફેરફાર જણાયો નહી, જેથી સોનીને પાછો ભરવાડ પર શક ગયો, કારણ તે અને તેના વિચારના એમજ સમજતાકે, ડાકલા બેસાર્યા, દોરાબાધ્યા, અને મત્ર જાપ પણ કરાવ્યા પછી તે વરગાડ રહેકે ? નિશ્ચે દુધનો ચોર ભરવાડછે, અને તેણેજ મને અને ગામના લોકોને ખર્ચના

ખાડામા ઉતરાવી ઉદાસી બનાવેલછે પોતાના નિશ્ચયની ખાત્રી કરવા સહવારે ભરવાડની સાથે અરણ્યમા ગયો સોનીને આખો દાહાડો સોનુ ચાદી ઘડતા અને ગ્રાહકોને સમજાવતા જલદી વખત જતો તેટલો જલદીતો નહીં, પણ ભરવાડોના દુહા સાભળી વખત કાઢવો તેને ભારે લાગ્યો નહીં વનની ખુલ્લી હવા, તરેહ તરેહના વૃક્ષો અને આખા બીડને ઘાસથી ભરેલુ નિહાળી તેને બીજા દિવસો કરતા આ દિવસ વિશેષ ખુશનુમા જતો હતો પાચ વાગ્યાનો સુમાર થયોકે ભરવાડે ઢોરોને ઘેર લઇજવા માટે હાક્યા ત્યારે સોનીની ગાયે પેલાખાડામાં દુધ ઢલવ્યુ બનાવ જોઇ સોની તાજુબી પામ્યો અને પોતાનો ભરવાડ પરનો અદેશો દુર થયો સોનીએ આ કોઈ પવિત્ર દેવનું સ્થાનકછે એમ ધારી દરરોજ પુજા કરવાનો નિશ્ચય કરી ઘેરગયો નિયમસર પુજા કરવા આવતો જોઈ ગાય ચારનાર પેલે ભરવાડે તેમ કરવાનું કારણ પુછ્યુ સોનીએ જવાબ આપ્યોકે, આ ખાડામા કોઈ ચમત્કારિક દેવનુ સ્થાનકછે ભરવાડને અતી દૃઢ આસ્તા બેઠી અને થોડા દહાડા પછી તે સ્થાનક પર તેણે કમળ પુજા ખાધી ( પોતાના મસ્તકનો ભોગ ) થોડા દિવસો વિત્યાબદા તે મસ્તક પર અરણીનુ ઝાડ ઉગ્યુ

### આ દુ ખ મટાડનાર વૈદ્ય કોણ મળે !

માથાની વેદના બહુ થવા માડી, ઔષધો અને કામણદુમણ બાધા આખડીમા કઈ બાકી રાખી નહીં જ્યોતિષીઓ પણ ઘણા ભેગા કર્યા તદપિ કોઇનાથી દરદ નરમ પડ્યુ નહીં અરે, પ્રભુ આ દુ ખ મટાડનાર વૈદ્ય કોણ મળે ! એમ નિસાસો નાખીને રાજા અમાત્ય પ્રતિ બોલેછે એવામા એક હજુરી ( દરમારી )એ આવીને કહ્યુકે દયાળુ સરદાર, ગામમા લોકો બોલે છેકે, ધરોળમા પજુસણ કરીને કોઇ ત્રિકાળદર્શી જેશી મહા વિદ્વાનછે તેમણે ઘણા દુ ખીઓને પોતાની વિદ્યાના પ્રભાવથી શાન્તિ પમાડેલ છે, માટે આપ પણ તેમને બોલાવી પુછાવો તો

ઠીક રાજાએ ફજુભટને સારા સત્કારથી બોલાવી આવવા માણુસોને મોકલ્યા

પ્રધાન અને વળી 'આ દુ ખ મટાડનાર વૈદ્ય કોણુ મળે'! એમ બોલેછે તે કોણુ? એમ વાચકવૃંદ પ્રશ્ન કરશે, પરંતુ તેનો જવાબ સહેલોછે કારણ વાર્તાનો નાયક સોનીની ગાય ચારનાર ભરવાડ કે જેણે પેલા પર્વતના સ્થાનક પર કમળપુજા ખાધેલછે, તેને લોકો કહેછેકે એ જામનગરમા રાવળ જામનો અવતાર થયેલ અમાત્ય પ્રતિ માથુ દુ ખવાનું બોલેછે તેજ રાવળ જામછે તેમને માથુ દુ-ખવાનું દરદ અતી ત્રાસ ઉપજાવતુ હતુ તેથી કેટલાક જોશીઓને પુછાવેલ અને વૈદ્યોના ઓસડો ખાધેલ પરંતુ કાંઈ આરામ નહી થવાથી પોતે દુ ખીત ચ્હેરે બેસી રહેતા અને કોઇ પણ ઉપાય કહે તે પ્રમાણે કરવામા વિલબ નહી લગાડતા તે ઉપાય માટેજ તેણે ધરોળથી પજુભટને લઈ આવવા માણુસો મોકલ્યા

## પતિસેવા.

જામ રાવળના માણુસો રાજાની આજ્ઞાથી ધરોળતરફ રવાના થયા બીજે દિવસે સહવારે આઠ વાજતાને સુમારે ધરોળ પહોચ્યા. માણુસોમા એક હજુરી ખવાસ, આઠેક ઘોડેસ્વાર અને એક રથ હતો પજુભટ પાસે જઇ હજુરીએ સઘળી વાત નિવેદન કરી ત્રિકાળદર્શી પજુભટે બીજે દહાડે આવવાનુ કહી આવેલા માણુસોને ઉતારા માટે પણ ઘરનુ મ્હોટુ ફળીયુ તથા બેચાર બીજી ઓરડીઓ હતી ત્યાજ બદોબસ્ત કરી આપ્યો રાત્રીએ બીજા માણુસોને સુવાની તજવીજ કરી આપી પણ તાબાના ઘોડે-સ્વાર ઈત્યાદિ માણુસો સુવે ત્યા હજુરી માણુસને ન સુવારાય એમ વિચારી એક હજુરી અને બીજા બે માણુસોને સુવામાટે રહેવાના ઘરની ઓસરીમા બિછાના નખાવ્યા ઓસરીની લબાઈ અને પહોળાઈ વધારે હતી ઓરડાના બારણાથી હજુરી અને તેના માણુસોના બિછાના છેટે હતા પરંતુ ચોરડાની અદર જે વાત થાય તે બાહાર સુતેલ માણુસ ખુશીથી સાભળી શકે ઓરડા બે

હતા પણ તેમાનો એક ઓરડો મનફેર ન્હાનો હતો ન્હાના ઓર ડામા માત્ર પજુભટનુ શયન સ્થાન હતુ પચલા ઓરડાના દા રના કમાડ મજબુત લાકડાના અને તેને આજુબાજુ ભોંખડની પાટીયો મારેલી હતી, પરતુ પાટીયોની સાંધોમા જરાજરા માર્ગ હોવાથી અદર કોણછે અને તે શુ કરેછે તે તો બાહારના માણુ- સોથી જાણી શકાય નહી, તથાપિ અદર બતી છેકે નહીં તે જ- ણાઇ આવતુ હતુ

રાત્રીના નવ વાગ્યાનો સુમાર થયો બીજા બે બાહાર સુતેલા માણુસો તો ગઈ રાત્રીના ઉજાગરો જેથી નિદ્રાધિન થયા, પણ હજુરીઆના મનમા, સહવારે ક્યારે પહોચશુ, કયેરસ્તે જશુ અને કયારે ઉઠવુ એવા વિચારો ઘોળાયા કરતા હતા. ઓરડામા સુતેલ પજુભટનો શાતા જેથી બાહાર સુતેલા માણુસો અદર થતી વાતો સાભળ ન શકે તે માટે કાળજીથી ધીમે ધીમે સ્ત્રી સાથે વાતો કરતા પણ સૌંદર્યતાથી મદોન્મત્ત કરકશા (પજુભટનીસ્ત્રી) ને તેવો ખ્યાલ થયોનહીં, જેથી તેતો હમેશ મુજબ ઊંચસ્વરે વાતો કરતી હતી પજુભટ જોકે ઉતાવળી વાતોથી ગુસ્સે થતા પણ તે ગુસ્સો પાછો હ્રદયમા શમન થઇ જતો

ઠીક, એ બધુ ભલે, તમે નગર ખુશીથી જાઓ પણ દરરોજ ના પાચ ખાસડા લેખે પખવાડીયાના ૭૫ ખાસડા મારીશ આમ વાત અતરગત થઇ જે સાભળી બાહાર સુતેલ હજુરી આશ્ચર્ય પામ્યો અને વિચાર કરવા લાગ્યોકે, આતે સાચુ કેમ હોય ! એમ જ્યા સશય કરતો હતો ત્યા પુનરપી, તમે નગર ખુશીથી જાઓ પણ દરરોજના પાચ ખાસડા લેખે ૭૫ ખાસડાં મારીશ એવુ વાકય સાભળી વધારે શકાશીલ થયો અને બીજા સુતેલા તાબાના બે સ્વારોને જગાડી વાત કરી સાભળનાર માણુ- સો સ્તબ્ધ થઈ ગયા અને પજુભટ શુ જવાબ આપેછે તે સાભ- ળવા જીજ્ઞાસા થઇ તુરત પજુભટ બોલ્યાકે, ખુશીથી, એ વચન સાભળી બાહાર સુતેલ માણુસો આપસ આપસમા ચર્ચા કરવા લાગ્યાકે, જે સ્ત્રીના હાથના ખાસડાનો માર ખાયછે તે

આપણા રાજાનુ દુખ મટાડશે એ વાત ખચિત અસભવીતછે પરતુ એ બાબત વધારે બોલવાની જરૂર નથી કારણકે આપણે તો રાજાના નોકર જેથી રાજાના હુકમાનુસાર વર્તન કરવુ એ ફરજછે એમ વાતો કરતા સુઈ ગયા અને સહવારે પજુ ભટને રથમા બેસારી નગર તરપ રવાના થયા

## દુખનો પરિક્ષક મળી ચુકયો

જે દિવસે પજુભટ નગરમા પહોચ્યા તે દિવસ તો રાવજી જામની મુલાકાત થઈ નહી, પરતુ બીજે દિવસે રાજાએ ગામના તેમજ દેશાવરથી આવેલા વિદ્વાન જોગી અને વૈદ્યોની સભા કરી અને પજુભટને પણ તેમા હાજર રહેવા નિમત્રણ મોકલ્યુ નિમેલ વખતે સર્વ વિદ્વાનો તેમજ પજુભટ પણ પરીષદમા હાજર થયા. રાજાએ પોતાના મસ્તકના દુખાવા વિશે હકીકત નિવેદન કરી સર્વેકોને ખરો ઇલાજ બતાવવા સુચવ્યુ પણ કોઈ તરફથી કિચિત્ પણ ખુલાસો નહી મલતા રાજા નિરાશ થયા કારણ શિરના દુખાવા વિશે ઈલાજ કરવા તેણે કાઈ બાકી રાખ્યુ નહોતુ અને છેવટે આવી મહાન વિદ્વજનોની સભામાથી પણ જવાબ ન મલ્યો એજ નિરાશ થવાનુ મુખ્ય કારણ હતુ છેવટે રાજાએ પજુભટને પુછ્યુ ત્યારે પજુભટે જવાબ આપ્યોકે ભક્તિમા ઉત્સાહી પ્રજાપ્રિય મહારાજા ! તમારા દુખનો અત આવ્યોછે અહિથી આશરે છવીશ કોસને છેટે અરણ્યમા એક ટેકરીછે તે ઉપર અરણીનુ ઝાડછે તેને જ્યારે પવનથી આચકા લાગેછે ત્યારે તમને માથાનો દુખાવો બહુ થાયછે, માટે તે ઝાડને કપાવો જેથી તમારો પરિતાપ દૂર થશે આ વાત પજુભટને ધરોળ તેડવા ગયેલ હજુરીયા વગેરેને તો સાચી લાગી નહી ઇતર શ્રોતાઓ આશ્ચર્ય પામ્યા રાજાએ જોશીને તે જગ્યા બતાવવા કહ્યુ જેથી ત્રિકાળદર્શી પજુભટ પોતે રાજાની સાથે ગયા અને રાજાની સમક્ષ અરણીનુ ઝાડ હલાવ્યુ કે રાજાએ ચીસ પાડી તેથી ખાત્રી થઈકે અરણીનુ ઝાડ હાલેછે ત્યારે માથાની અદર પીડા થાયછે પજુભટે રાજા પ્રત્યે કહ્યુકે, તમારા પર શિવજી

પ્રસન્ન થયાછે, હવે વિજય થશે અને મ્હોટો દેશ તુમારે તાબે થશે આઅરણી નિચેની તુબલીને કાંઈ હરકત ન થાય તેવી રીતે અરણીનુ ઝાડ કપાવી નાખો તુબતી દટાવી તેપર ઓટો ચણાવવાનો હુકમ કરી રાજા પોતાના નગરપ્રતિ વિદાય થયા અસાધ્યવ્યાધિ મટાડવા ઘણો શ્રમ કરેલ છતા નહી મટેલ અને આવખતે ત્વરાથી મટી જતા રાજા અતી આલ્હાદ પામ્યા અને યાચકોને દાનથી તૃપ્ત કર્યા દિવસો જતા અનાજ પાકયુ અને દરબાર ભાગના અનાજના ગાડા નાબાના ગામડાઓમાથી આવવા લાગ્યા એનાદ ખેડુતે ટેકરી આગળ બળદ બાધ્યા અને અહીં ( રાવળજામે ઓરડો કરાવેલ ત્યા ) જરા આરામ લઈ થોડીવાર પછી ગાડુ જોડી ખેડુત ચાલતો થયો દૈવયોગે રાવળ જામ અકસ્માત ફરવા નીકળેલ ત્યાંરે ઓરડા પાસે બળદો બાધેલા જોઇ તેના માણસોને હુકમ કર્યોકે, આ કોઈ ખેડુત બળદ મુકી ચાલ્યો ગયોછે માટે બળદને નજીકના ગામડામા મોકલાવી આપો નોકરોએ હુકમ મુજબ નજીકના ગામડામા બળદ મોકલાવી દીધા, તોપણ બીજા બે બળદો તેજ જગ્યાએ બાધેલા જોઈ રાજા અચબો પામ્યા અને ફરીથી પજુભટને બોલાવી ખુનાસો પુછવા ઈચ્છા થઈ

### મહાદેવ જડ્યા માટે જડેશ્વર નામ રાખો

માણસો રાજાના હુકમથી તુરતજ પજુભટને બોલાવી લાવ્યા પજુભટે રાજાના અચબાનો જવાબ આપ્યોકે, શિવ તમારા પર સંતુષ્ટ થયા છે, માટે તુબલીનો ઓટોછે તેથી દશેક હાથને છેટે મહાદેવનુ લીંગછે તેની વિધીપૂર્વક પ્રતીષ્ઠા કરો રાજાએ દેશાવરમાંથી વિદ્વાનોને આમંત્રણ કરી બોલાવી ધુર્જટીની મૂર્તિની સ્થાપના કરવા તૈયારી કરી પોતે દરબારીઓ તથા પ્રજાવર્ગમાના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોનુ પણ ટેકરી પર આગમન થયુ રાજાએ પજુભટને પુછ્યુ કે, મહાદેવનુ નામ શુ રાખવુ? પજુભટે જવાબ આપ્યોકે, 'મહાદેવ જડ્યા માટે જડેશ્વર

નામ રાખો ” ત્રિકાળદર્શીનુ બોલવુ માન્ય રાખી જડેશ્વર નામ પાડી મહાદેવજીની મહાન ધામધુમથી શાસ્ત્રાનુસારે પ્રતિષ્ઠા કરી ત્રિકાળદર્શીએ રાજાને કહ્યુંકે, તમારા બે ઘોડા અત્રે બાંધો અને પછીથી છોડી લઇ જાઓ રાજાએ તે પ્રમાણે કર્યુ તો તુરતજ જે જગ્યાએથી ઘોડા છોડી લીધેલા તે જગ્યાએ તેનાજ બે ઘોડા બાંધેલા જોયા એવી રીતે જેમ જેમ ઘોડા છોડી લેવામા આવે તેમ તેમ તે સ્થળે બીજા ઘોડા બાંધેલા તૈયારજ હોય આ અને એવા અનેક ચમત્કાર જોઇ રાજા રાવળ જામ પુરા પ્રેમથી ભક્તિ કરવા લાગ્યા ચમત્કારોની વાતો ઇતર દેશમા માલમ પડવાથી સેકડો યાત્રાળુ યાત્રાર્થે આવવા લાગ્યા જામ રાવળે મહેશ કૃપાથી ઘોડા અતી મળેલા જોઈ ઘોડાઓ ચારણ ભાટ અને એવા યાચકોને આપવા માડયા જેથી તેમની દેશવિદેશમા સુકીર્તી ફેલાઈ અદ્યપિ સુધી પણ ચારણભાટ નિચે મુજબ દુહો બોલેછે

જડીયો વસે જગલમા, ઘોડાનો દાતાર,
તુઠયો રાવળ જામને, હાડી દીધો હાલાર

દિનપ્રતિદિન રાવળ જામની ઉન્નતિ થવા માડી તેમ તેમ જડેશ્વર પર તેમની અડગ શ્રધા બેસવા લાગી

## ખાસડાની વાત કહેવીજ પડશે

એક દિવસે રાજા રાવળજામ આનદી મુખે બેઠેલછે તે વખતે પેલો ધરોળ પજુભટને તેડવા ગયેલો અને ખાસડા ભલે માર, એ વાકય ત્રિકાળદર્શીના મુખેથી સાભળેલુ તે હજુરીએ રાજાને હસ્ત જોડીને કહ્યુ કે, અન્નદાતા એક નમ્રતાપૂર્વક અરજ છે પણ તે એવી સરતેકે, આપ ગુસ્સે ન થાઓ તો રાજાએ જવાબ આપ્યોકે, ખુશીથી જે કહેવુ હોયતે કહે હજુરીયો બોલ્યોકે પજુભટ ત્રિકાળદર્શી મહા પડિત છે પરતુ તેમની સ્ત્રી કુલટાછે જેથી પજુભટને દરરોજ પાચ ઉપાનનો માર મારેછે, તેનુ કારણ કાઇ સમજાતુ નથી રાજાને આ બાબત જરા અસભવીત

લાગી તોપણ તપાસ કરી ખાત્રીકરવા ઉત્કંઠા થઈ ત્રિકાળદર્શીને બોલાવી રાજાએ વિનયપૂર્વક કહ્યુકે, વિદ્વદ્વર્યમહારાજ ! આપ ગુણી છતા સ્ત્રીના હાથના ખાસડાનો માર શામાટે ખાવો પડેછે ? આ સાભળી પંજુભટ વિચારગ્રસ્ત થયા અને "ખાસડાની વાત કહેવીજ પડશે" એમ નિશ્ચય કર્યો ત્રિકાળદર્શીએ કહ્યુ—ધર્મીષ્ટ નૃપતિ ! ઉપાનનો માર સ્ત્રીના હાથથી ખાવો પડેછે તે માત્ર પૂર્વ કર્મ સયોગથીજ છે પૂર્વે હુ કાગડો હતો, મારી સ્ત્રી ઘોડી હતી ઘોડીને પીઠ પર ભાઠુ પડ્યુ હતુ તે ભાઠુ હુ દરરોજ ઠોલતો એમ ઘણા દિવસ ચાલવાથી ઘોડી તદન અશક્ત થઈ ગઇ છેવટે એક દિવસે હુ ઘોડીની પીઠ પર ઠોલતો હતો તેવામા ઘોડીને અતી પીડા થવાથી ઠેકતી ઠેકતી તે ગગાજીમા પડી, હુ પણ રકત પીવાની આશાથી પીઠ પર રહેલો હતો જેથી ગગાજીમા ઘોડીની સાથે પડ્યો અને પડતાજ મ્રત્યુ થયુ ગગાજીના પ્રતાપથી હુ ત્રિકાળદર્શી બ્રાહ્મણ થયા અને સદરહુ ઘોડી મારી સ્ત્રી થઈ હવે ઘોડીનુ મે જેટલુ રૂધીર પીધેલુ તેટલુ તેણે પીવુ જોઇયે જેથી તે દરરોજ મને પાચ ખાસડાનો માર મારેછે મે લોહી પીધેલ તેમાથી અનાપશેર બાકી રહેલાછે તે જો સ્ત્રીના શરીરમા જાય તો તને સદ્બુદ્ધિ આવે અને તેથી હુ ખાસડાનો માર ખાતો અટકુ બીજે દહાડે રાજાએ પંજુભટની સ્ત્રીને જમવા નિમત્રણ કરયુ નોકરવર્ગે ત્રિકાળદર્શીના અવયવમાથી લોહી કાઢી મિષ્ટાન્નમા મિશ્ર કરી તેમની સ્ત્રીને ખવરાવ્યુ જેથી સ્ત્રી એકદમ ત્રિકાળદર્શીને પાય પડી અને કહ્યુ-, પ્રાણેશ ! મારો અપરાધ અતી થયેલ છે કારણ સ્ત્રીનો વમ પતિની સેવા કરવાનો અને આજ્ઞાનુસારવર્તન કરવાનો છે આ પતિ ભક્તિવડે પુણ્યવાન થાયછે સ્ત્રી ગમે એટલા તપ વ્રત પુજા કરે ને ગમે તેટલા આચાર પાળે, દાન આપે તથા વિવિધ પ્રકારથી ધર્મ પાળે પણ જો સ્વામિભક્તિમા નિપુણ રહે નહિ તો તે સર્વ વ્યર્થ જાયછે હુ તો ભક્તિ કરવાને

બદલે સ્ત્રી જાતીને નહી છાજતુ કરતી હતી એવી રીતે સ્ત્રીએ ઘણો પશ્ચાતાપ કરયો ત્રિકાળદર્શીએ કહ્યુકે, ઉપાનનો માર કાંઈ તુ ન મારતી, પરંતુ પૂર્વના પુણ્યપાપના સંયોગથી થતુ હતુ એવી રીતે કેટલૌક વચનો કહી સ્ત્રીને શાત્વના આપી

પ્રિય પાઠકગણ ! પ્રાચિન જ્યોતિષવિદ્યા, ગંગાજીનુ મહાત્મ્ય, પૂર્વકર્મસંયોગથી પ્રારબ્ધ, પુણ્ય અને પાપ વગેરે આ લઘુ ગ્રંથમાથી સ્પષ્ટ સમજાશે સત્યતાથી વણાઓ સુખી થયાછે પાળે તેનો ધર્મ અને મારે તેની તલવાર એ કહેવત સાચી છે કર્તવ્ય ફળ આ યુગમા નહીં તો પરયુગમા ભોગવવુજ પડશે એ જ્ઞાનીઓનુ વાકય સાચુ છે સાચને આચ હોય નહી એમતો સમજવુજ નહીં કારણ સર્વદા સમય બલવાનછે, માણસ બળવાન નથી કાળની વિચિત્રતા અવર્ણનીયછે આર્યાવૃત્તના પ્રાચિન રાજ્યકર્તાઓ, મહર્ષીઓ પાશ્ચાત્ય વિદ્વાનો તથા નૃપતિઓના દાખલા અને છેવટે ઉપર દર્શાવેલ પ્રશ્ન ત્રિકાળદર્શીને તેની સ્ત્રી તરફથી સોસવો પડેલો જુલ્મ પૂર્વકર્મ અને પ્રારબ્ધની સત્યતા માટે બસછે અંતે ધર્મો જય અને પાપનો ક્ષય એ ઉદાહરણ અનુભવ સિદ્ધછે

## વિશેષ હકીકત

જડેશ્વરની ઉત્પતી રાવળ જામના વખતમા સંવત ૧૫૪૦ મા થયેલ કહેવાયછે મારીના પગથીયા મેઘ સુંદરજીએ સંવત ૧૮૩૩ મા કરાવેલ છે દેહેરાનુ ઈંડુ સંવત ૧૮૫૯ મા મુકેલછે જડેશ્વરના દેવાલયથી દશેક હાથને છેટે આગળ જણાવેલી તુબલી પર હાલ દેહેરી ચણાવી તેમા મહાદેવની મુર્તી પધરાવલછે જડેશ્વરની જગ્યામા એક બહુચરાજીનુ મંદીરછે બહુચરાજીના મંદીરની ઉપજ બ્રહ્મચારી લેછે અને જડેશ્વરના દેહેરાની અતીત લેછે પ્રત્યેક શ્રાવણ માસમા સેકડો પુજારીયો જડેશ્વરની પુજા કરવા બાહારગામથી આવેછે, બેશક તે વખતનો દેખાવ કૈલાસપુરી જેવો કહીયે તોપણ અતિશ્યોક્તિ ગણાશે નહી શ્રાવણ-

માસના બીજા સોમવારે મેળો ( યાત્રા ) ભરાયછે, જ્યા હજારો ભાવિકો દર્શન અર્થે અને ધધાદારીઓ વ્યાપાર અર્થે ભેગા થા-યછે જડેશ્વરની પુજામા તાત્પર્યત્વછે એમ જુદા જુદા ઇલાકામાથી લોકોનુ દરશન માટે આવવુ થાય છે તે પરથી જોનારને વિશેષ ખાત્રી થાયછે

જડેશ્વરની જગ્યાનુ આધિપત્ય સસ્થાન વાકાનેરનુ હોવાથી મજકુર સસ્થાને હાલમા પુરાતની મકાનોનો જીરણોદ્ધાર કરી બીજા નવીન મકાનો બવાવેલ છે જેવાકે, ૯ વ્યકિતસો, મેડીઓ રસોડા અને બગલાઓ વગેરે

નવીન મકાનો અને જુના મકાનોના જીર્ણોદ્ધારથી આગલ કરતા પ્રેક્ષકનેજગ્યાવિશેષ આનદદાય- સાથે મુસાફરોને સગવડતા સતોષકારક ભાસેછે મકાનો સુધારવાના અને નવીનબનાવવાના સબધમા હાલના રા બ સ્ટેટ કારભારી સાહેબે લીધેલ શ્રમ સ્તુતિપાત્રછે

સમાપ્ત

# आर्य सद्बोध.

———— ◦ ————

## ( રાહ—મરશીયા )

હાય હાયરે, હિદુપણુ જાય હાર્યુ, હિદુપણુ જાય હાર્યુ,
બુટપાટનુને વર ચાર્યુ રે—ટેક
ધર્મ કર્મ કોય શુદ્ધ ન પાળ, ચડયા ચાતરાને અવળે ચાળે,
અનાચારે કરો ચિત્ત બાળેરે હાય૦
ચડયા ચિત્ત વિચારે યુરોપી, તજી પાઘડીને પેરી ટોપી,
વરમાળા ઉદ્ધતતાએ રોપીરે હાય૦
જુઓ માયે ફીરગી જેવા, કરે સુદરીની નિત્ય સેવા,
હયે હોય હરામના હેવારે હાય૦
પાયખાનામા બીડીઓ ફુકે, પાન ચાવતા ચાવતા થુકે,

રીતભાતને માળવે મુકેરે હાય૦
ગમે તેવા નવા વેશ ધાલે, અહા પાણી વિના નવ ચાલે,
ગુડમારનિંગ મ્હી કર ઝાલેરે હાય૦
કોટ જેકેટ કાળે રંગે, અંગ તાણીને માપે તંગે,
ફરે ફેરવે શ્વાનને સંગેરે હાય૦
સત્યબોધનુ બાવલુ પેઠુ, હઠીલાઈનુ લાકડુ પેઠુ,
ખાય એક બીજાનુ એઠુ રે હાય૦
કોઈ શોધક થઈને બેસે, કોઈ પારકા પંથમા પેસે,
કોઈ ઠાકરને દીયે ઠેસેરે હાય૦
પીયે બારના ખાટા પાણી, બહુ બાટલીના ગુચ તાણી,
પંડિતાઈ પર ફેરવે પાણીરે હાય૦
માતતાતનુ માન ન રાખે, ધન યોવન નીરમા રાખે
અમે દીઠુ અમારી આખેરે હાય૦
ગમે તેનુ બધુએ ખપેછે, બરફ શરબત આઈસક્રીમ લેછે,
દામે દેહ વટલાવા દેછેરે હાય૦
લોકલાજનાતો બાર વાગ્યા, વસ્ત્ર પેરયા છતા રહે નાગા,
ભુલ જાણ્યા વિના જાય ભાગ્યારે હાય૦
દવા દારૂમા દેહ વટલાવ્યા, દોષ દેખે નહીં દોઢ ડાહ્યા,
સમજાનતા થાય સવાયારે હાય૦
વેદશાસ્ત્રની વાત ન માને, ભલે હોય કહ્યુ ભગવાને,
જાયે મરડાના અભિમાનેરે, હાય૦
કર્મયોગે વધેછે કુધારો, મન માને ખરોતે સુધારો,
હદ મેલી ગયાછે હજારોરે હાય૦
નથી ચામડી ગોરી થાતી, બન્યુ બીજુ બધુએ વિલાતી,
ખરી રમ્યતાતો રહી જાતીરે હાય૦
ચીજ હાડકા ચામડા વાલી, રંગ રૂપે જોઈ રૂપાળી,
કોઈ રહેતુ નથી મન વાળીરે હાય૦
સાફ થવાને સાબુ ચોળે, હાથ પાણીયારે જઈ બોળે,

વાક એક બીજા પર ઢોળેરે હાય૦
ભિત ભુલ્યા ન જાણે કોઈ, વાળ આળે અરીસામા જોઇ,
રીતો બાપ દાદાની ખોઇરે હાય૦

( સ્વદેશાભિમાની )

(રાહ અબ ચલે ન મોહન તેરા )

મન ધરો, ( ૨ ) વિનતી મારી, છે અજ એક શુભકારી,
હઠ તજી લહો શિખ સારી, સહુ એક મતે આવારી,
પ્રત્યેક દશબધુઓ, બહુ દિવ્રદ્રષ્ટિથી જુઓ,
પ્રાચિન પદો ન ખુઓ,
થનારુ હાલ, અનત કુચાલ કરોજ નિકાલ,
થશો સુખકારી—છે અર્જ૦
છો આર્થે અતિ પ્રખ્યાતા, વિદ્યામા અગ્ર ગણાતા
સહુ દેશ મહિ વિખ્યાતા,
અરે શુ કાજ, ધરો નહી લાજ, સજો મહુસાજ,
દેશ હિતકારી છે અર્જ૦

( રાહ—પયસે જયસી ચીજ જગતમે )

નમન કરૂ છુ આર્ય બાધવા, નમ્ર વિનતિ છે મારી,
ખરા યત્નથી જત્ન કરાને, સ્થાપો રીતી જે સારી
ગોકન્યા વેચાણ કુવારો, વળી વધ્યોછે ન્યાતવરો,
એ સર્વેનુ મુળ વિચારો, શુભ સુધારા સઘ કરો
માબાપો પૈસાને માટે, વર ઘર વયને નહી જોતા,
બાળકને બાલ્યાવસ્થામા, શિક્ષણુ સાર નહી દેતા
દીપક લઇને કુપ ડુબાડે, રક બિચારી બાળાને,
નિપજ્યાત થાતા સચિત એના, બોલે એમજ લોક કને
નથી જહા કન્યા વિક્રય ત્યા વધી ગયોછે ગોટાળો,
કુળવાનોના કુલીનપણાથી, ચાલ વધ્યોછે નિરાળો
એક પરણી બીજી પરણે, ત્રિજી વરવા આશ ધરે,
આગળની પરણેલી સ્ત્રીઓ, પોષણ માટે કલહ કરે
કાલિદાસની અજ સાભળી, દેશ હિતમા યત્ન કરો,
પરમ ધર્મની ગરજ ગ્રહીને, શિક્ષણ લેશો સુજ્ઞ નરો

(સુદર્શન)—નડીયાદ તા ૧ લી માર્ચ સન ૧૮૯૫ (તંત્રી મણીલાલ નભુભાઇ બી એ )

મોક્ષપાઠ—નિત્ય મનન કરવાને ઉપયોગી થઇ પડે તેવા શ્લોક રચીને ભાષાંતર સાથે પ્રસિદ્ધ કરેલછે પુસ્તક રાખવા લાયક છે રચનાર કાલિદાસ મોતીરામ દવે

( હિતાર્થ )—તા ૧ લી સપટેંબર સન ૧૮૯૪

આર્યહિતોપદેશ—કર્તા મી કાલિદાસ મોતિરામ દ્વિવેદી વાંકાનેર નિવાસિ સદરહુ પુસ્તકની એ નકલ અમને મળેલછે જેની પહોંચ માન સહિત સ્વીકારીએછીએ આ પુસ્તકમા નીતિના વાક્યોના જથ્થોછે જે દરેકે વાચવા અમારી ભલામણ છે

(કચ્છસમાચાર )—તા ૧૩ આગષ્ટ સન ૧૮૯૪

'આર્યહિતોપદેશ' કરતા, મી કાલિદાસ મોતીરામ દ્વિવેદી, વાંકાનેર નિવાસી આ ન્હાની એક આનાની ચોપડીમા દરશાવેલા હિત વચનો બાળકો અને જુવાનોએ વાચવા જોગછે

આ સિવાય અખબારે સોદાગર, વિલિમ, ઔદિચ્યહિતેચ્છુ પત્ર,કામધેનુ, સ્વદેશબન્ધુ, આર્યધર્મપ્રકાશ અંજબ વગેરે પત્રો તથા સાક્ષર વર્ગ તરફથી કેટલાક અભિપ્રાયો મળેલછે જે સ્થળસંકોચ ને લીધે દાખલ થઈ શક્યા નથી

## થોડા વખતમા બાહાર પડશે.

મિસીસમેહરુ અથવા છગેલી સ્ત્રી—જેમા સ્ત્રી સ્વતંત્રતા અને તેને અપાતી કેળવણી, પુનર્લગ્નના ભવાડા, હાલના બહુબોલા સુધારકો, તથા પતિપત્નીનો સંવાદ વગેરે બાબત વારતા રૂપેછે પુસ્તક શિક્ષણીયછે એમ ઘણા વિદ્વાનોનો મતછે કિંમત ૧ આનો

## નાટક મંડળીઓને સુચના

દિલીપસિંહ—( નાટક ત્રિ અંકી ) પિત્રાઇની ઇર્ષા રાજ્યપ્રપંચ, ફસાવવાની જાળ, વફાદાર નોકર, રાજ્ય કાજમા અપાત્રપર વિશ્વાસ રાખવાથીફળ, પતિવ્રતા ક્ષત્રાણિ, શિયળનો પ્રભાવ, પેહેરેગીરોને બ [illegible] ૧ાર બારોટ, અધમનુષ્યના કૃત્યો સત્યની કસોટી, સ્ત્રી [illegible] ચ, ઉપકારનો બદલો અપકાર, તહોમતદારની

ખુબીયા પોલીસનુ ગુન્હા તપાસ માટે આડે મારગે ઉતરવુ, નિરદોષ આરોપીઓનો ટુટકારો, સ્ત્રીનુ ભોળાપણુ અને ડીટેકટિવ (છુપી પોલીસ) ની ગુન્હો પકડવાની ચાલાકી વગેરે બાબતનો યથાસ્થિત ચિતાર આપી નાટક લોકપ્રિય થવા માટે રસજ્ઞ ભાષણ સાથે કેટલાક નવીન પધ્ધતીના ગાયનો બનાવેલ છે

હરિશ્ચંદ્ર—(નાટક ત્રિ અંકી) સત્યવાદી હરિશ્ચંદ્રના નામથી કોઇ ભાગ્યેજ અજાણ હશે નવીન ઢબના ગાયનો અને જુની શૈલીથી નાટ રચવામા આવ્યુ છે જે માટે એટલુ બોલવુ સહરાવાત ભરેલુ નહી ગણાય કે ખેલને બોધક બનાવવા કર્તાએ ખામી રાખી નથી

ઉપરના બે નાટકો કોઇપણ નાટકમંડળી ભજવવા ખુશી હશે તો તે છપાવી યોગ્ય મ તેથી આપવામા આવશે

**તાજાકલમ**—પુસ્તક સબંધી ખાનગી બાબતનો પત્ર વ્યવહાર આફીસ કે પ્રેસને સીરનામે નહિ કરતા મહેરબાની કરી નિચેને ઠેકાણે કરવો

**કાલિદાસ મોતીરામ દ્વિવેદી**

જામલી મહોલાના નાકા પર મી નામરાવ સદાશિવની દુકાને
ત્રિભોવન વિરજીના માળા નિચે—મુબઇ

— o —

In the press and shortly will be printed published and circulated to the subscribers in monthly parts each eight annas save the postage The Polyglot Dictionary containing the following Languages English Welsh Gaelic German, Dutch, Danish, Norwegian, Swedish Latin French Italian, Spanish, Portuguese Hebrew Arabic Persian, Pushtu Urdu Gujarati Hindi, Marathi, Sanskrit Bengali Canarese, Telugu, Tamil Malayalam Malay, Burmese, Sindhi, Punjabi, Konkan and Sinhali non subscribers shall have to pay 12 annas a copy besides postage

Names registered in Bombay at $\frac{770}{425\text{-}429}$

Girgaum Palava Road Market post-Office
BAJIRAVA TATYA RAVAJI RAN